# ચાલુ જમાનો

## યા

# ફેશન



પ્રકાશક
પીતાંબર ગણપતરામ વ્યાસ,
મુ. ઠાણા.



આવૃત્તી ૧ લી ] [ પ્રત ૩૦૦૦.
સંવત ૧૯૭૭ સન ૧૯૨૦.

કિમ્મત એક આનો.

ાપડી મુંબઈ નં. ૯૩ ચીંચપોકલી પરેલ રોડપર જઝ નૌમકોટ ... ડુ
સ્ફુનેજ કે. એન. સેલર પ્રેસમાં જાદવજી પીતાંબર ઠક્કરે છાપી છે
અને પીતાંબર ગણપતરામ વ્યાસે મુ. ઠાણા શા. મોતીલાલ
હરગોવિંદદાસની ચાલમાંથી પ્રસિદ્ધ કરી છે.

# ચાલુ જમાનો, યા ફેસન.

જમાનો તો બદલાયો રે, હળાહળ કલયુગ આયોરે—એ ટેક૦
ઝેર ને વેર વધ્યાં વસુધામાં, વ્યસન વધ્યાં વિધ વિધ (૨)
ગાંજો અફીણ ને દારૂના બોટલ હોટલમાં જઇ પીધ;
ગાંઠેથી, ગર્થ ગુમાવ્યો (૨) રે જમાનો૦ ૧
ઉંચ હતા તે નીચ બન્યા કંઇ, નીચ તે ઉંચ મનાય (૨)
ધર્મને નામે ધાડજ આવી, પાપને પંથ પળાય;
અંધાપો ધોળે દિ આવ્યો (૨) રે જમાનો૦ ૨
જે પ્રેમદા પડદે રહેનારી, તે ધરી લેડી પોશાક (૨)
મીસ્તરનો કર ઝાલી બજારે, મા'લી રહી છે અથાગ;
અરે આડો આંક આવ્યો (૨) રે જમાનો૦ ૩
નીતિ રીતિ. સહુ નેવલે મુકી, ઉર અનીતિ ચહાય (૨)
ફેશન બાઇને ફંદે ફસાયા, રંકને મોટા રાય
તોરા જઇ ટોપ છવાયો (૨) રે જમાનો૦ ૪
જે નૃપને ગૃહ ચાંદી સોનાના પાત્ર તણો નહિ પાર (૨)
તે રાજ મંદિરમાં જઇ જોતા દેખાય ઠારો ઠાર
લોખંડનો લાટ ભરાયો (૨) રે. જમાનો૦

મુદલ ચેન પડે નહિ ચા વિણ ચાએ વાળ્યો ડાટ, (૨)
રાયથી માંડીને રંક કહાવે સઉને થયો સનિપાત
વિલાયતનો વાયુ વાયો (૨) રે જમાનો૦ ૬
સેન્ટ લવન્ડર લેગ્પથી મોહ્યા, મોટરમાં મશગુલ (૨)
બાઈશીકલને ભાઇ વર્યા છે, આપી મોં માગ્યા મુલ
ગળે નેકટાઇ લગાયો (૨) રે જમાનો૦ ૭
હાવણુ બાવળનાં બદલાઇ બ્રસથી મોહ્યું મન (૨)
અંજન મંજનથી થઇ રંજન ધુળ કરે છે ધન;
ઘણ્યો ના જાય ગણાયો (૨) રે જમાનો૦ ૮
તાંબા પીત્તળનો પારજ આવ્યો, લોખંડ ઘેર ઘેર (૨)
જ્યાં નીરખો ત્યાં ટેબલ ખુરશી, બીલોરી ઠેરે ઠેર;
યુરોપી ઠાઠ મચાયો (૨) રે જમાનો૦ ૯
દેશનો, વેશજ બેશ ન લાગે, વછ્યુ વિદેશીથી વા'લ (૨)
બુટ પગે પાટલુંન ચઢાવી; બન્યા ગોરાના બાળ (૨)
જાણે મેંમ સાહેબનો જાયો (૨) રે જમાનો૦ ૧૦
બી. એ. બનીને ભાઇ બીએ છે. બાઇ થકી ઘરમાંય, (૨)
બાહેર બીલ્લી થકીજ બીએ છે, તે શું ઉઠાળે હાય
જનેતાએ શીદ જાયો [૨] રે જમાનો૦ ૧૧
સ્ટોકીંગ કોલર કોટને જાકીટ, જોઇએ વીલાયતી સ્ટીક (૨)
ચાંદલીએ ચશ્મા છે ચોટયા, હાસે બરંડી ઠીક;
ચીરૂટનો છે હડકાયો (૨) રે જમાનો૦ ૧૨
શીશ થકી શીખા સટકી તે, હાલ ટકીજ લલાટ (૨)
ની નમી નમી શું સુચવે છે વિદ્વતામાં ઉઠી વાટ;
ની લાજ ન લાવ્યો (૨) રે જમાનો૦

ભણી ગણીને સહુ જન ઇચ્છે નિર્લજ નોકરી ઉર (૨)
સુર ને નુર ગુમાવી બેઠા, કાળ રૂપે બની ક્રુર
ગુર્જરેશ્વરી ગાત્ર ગમાયો (૨) રે જમાનો૦ ૧૪
ધીક્ક છે ધીક્ક છે ધીક્ક છે એવા, દેશ દ્રોહીને ધીક્કાર (૨)
ગોરી તજી ઘરની ગુણવંતી જોડી ગુણીકાથી પ્યાર
ખરે જર ખુબ ખવાડયો (૨) રે જમાનો૦ ૧૫
ચીની ચલાણાં પ્યાલા રકાબી ફાનસ ફક્કડ લીધ; (૨)
પુટી જતાં પુટી બદામ ન મળે ફોકટ ફેંકી દીધ;
છતેદ્રવ્યે હાન દેખાયો (૨) રે જમાનો૦ ૧૬
વાજા વીવીધ પ્રકારનાં લાવી, મુકયું ગજાવી મકાન (૨)
બગડયું કે પછી બારજ વાગ્યા, તેનું મળે નહિ ભાન;
પૈસા પર પાણી ફીરાયો (૨) રે જમાનો ૧૭
એરંડીયું તો અદ્રશ્ય થયું ને, ગંધાતું ચ્યાસલેટ (૨)
બેહદ આવી ભરાયું ઘરોઘર પાકી ઉઠયું જયાં પેટ;
પાટો કયા જાય બંધાયો (૨) રે. જમાનો૦ ૧૮
ચોળી મટીને પોલકાં પેઠાં, પારસી ડ્રેસ પોસાય (૨)
કંથ કહ્યાગરી કાન્તા મળે ના, વર વધુ વશ વરતાય;
એતે વર કે ઘરનો જાયો (૨) રે જમાનો ૧૯
દેશની દોલત હાય વિદેશે એ રીતે ચાલી જાય (૨)
તો પણ આંખ ઉઘાડી ન દેખે, કયાંથી દેશોદય થાય;
આવી દાળીદ્ર ભરાયો (૨) રે જમાનો ૨૦
છાયલ છીદડી ગયાં છુપાઇ, ગવનથી ગુલતાન (૨)
ચુડી મટી ચતુરામાં વધ્યું છે, બંગડી બાઇનું માન;
બન્ને અરીંગ અડાયો (૨) રે જમાનો. ૨

બારીક વસ્ત્ર વપુએ ધારી, નારી હૈયે હરખાય (૨)
અંગ તમામ દેખાઇજ આવે. સુજ્ઞ જોઇ શરમાય;
ગણીકાનો વેશ ભજાવ્યો (૨) રે જમાનો ૧૨
રાંડી તે ઘર માંડી બેઠી, માંડી બાંધા પર પ્યાર (૨)
જાર રમે ગમે ના ગરનો ધણી ઝાઝો વધ્યો વ્યભિચાર
પતિ વ્રતનો પાર આવ્યો (૨) રે જમાનો ૨૮
પાન ખાઇ પીચકારી મારે. રાખે મોઢું લાલ; (૨)
બારીએ બેઠી નારી એ બોલે, બોલે મુખેથી બેતાલ.
મલાજો છેક મુકાયો (૨) રે જમાનો ૨૪
પાખંડીને પુરા પ્રેમથી પુંજે, સાધુને ચિત ન ચા'ય;
ધર્મીને નામે ધાડજ આવે પાપી પનોતા થાય
દ્રષ્ટિએ જાય દેખાયો (૨) રે જમાનો૦ ૨૫—
શુરા શિવાજી કર્ણ ગયારે, રણજીતસિંહજીરાય (૨)
વિક્રમ ભોજ સમા નહિ ભાળું, ભૂપતિ ભૂતળ માંય
અરે કંઇ બીજ ખવાયો (૨) રે જમાનો ૨૬
હા સરદાર શુરા દીશે છે, પટાકડુ લઇ હાથ (૨)
કાબર તેતર હોલા હણીને ડુભાવે જગનાથ
શુરા નો સિંહ મરાયો (૨) રે જમાનો ૨૯
પૈસાં પડાવી પુત્રીને વેચે, પેખી પળીએલ કંથ,
અંગની શકિત ભંગ થઇ, જેના ડાંચામાં ન મળે દંત
ખો કહી જાય બોલાવ્યો (૨) રે જમાનો, ૨૮
મ સાક્ષરના કરનાં પણ પુસ્તક ના પોષાય; (૨)
માં નાણું ખુબ ખર્ચે, ચીથરડાં ચિત્ત ચા'ય
ત્યને ના શણગાર્યો (૨) રે, જમાનો. ૨૯

કોણ કવિનો ભાવ પુછેછે, ભાંડ ભવૈયા ચહાય ( ૨ )
થાય ખુશી નાયકાને નચાવી, વિત તેમાં વપરાય
ગરીબને કંઇ ન આપયો ( ૨ ) રે. જમાનો. ૩૦
સહે'રમાં હોટલ ગામડે હોટલ, હોટલ હોટલ હાય ( ૨ )
વર્ણ અઢારે આવી ભરાઇ, ચા અને બીસકુટ ખાય;
અભક્ષ ભક્ષ ઉડાયો ( ૨ ) રે. જમાનો. ૩૧
વિપ્રો તો વળી હકજ વંઠયા, મુઠ્ઠી માગી ખાય; ( ૨ )
હાય હવે કોણ બ્રહ્મજ્ઞાન આપે, કાયાનું કલ્યાણ થાય
પાયો મુળમાંથી ખવાયો ( ૨ ) રે. જમાનો. ૩૨
વાળ પરાયા થાય ભલે પણ, લે અસમાન મકાન ( ૨ )
પાળક બાળકનો થઇ પોતે, ઘાલી એવું ધમશાન
હૈવામાં હાય ડુબાવ્યો ( ૨ ) રે. જમાનો. ૩૩
દેવ દીઠા ન ગમે દૃષ્ટિએ, તિરથ પ્રત્યે વેર; ( ૨ )
સે'લ સપાટે ભાઇ સીધાવે, લાયક લંડન શે'ર
વર્ષો વીતનો વરસાવ્યો ( ૨ ) રે. જમાનો. ૩૪
લાયક ઉમ્મરની લલના કદી, વૈધવ્યતાને થાય ( ૨ )
પુનર્લગ્ન કરાવા તેનું શાસ્ત્રની મુકી માઝાય
પત્રે ઢંઢેરો પીટાવ્યો ( ૨ ) રે. જમાનો. ૩૫
પેપર માસીકમાં વળી છુંટી, નોટીસ બહુ નીરખાય; ( ૨ )
વૈદ્ય તણું જાણે વા'ણજ ફાટયું, બની લુટારા હાય
ખરે દેશ લુંટીને ખાયો ( ૨ ) રે. જમાનો. ૩૬
લેખકનું પણ તેમજ લેખો, જેમાં અનીતી અતુલ ( ૨ )
પુસ્તક એવાં પ્રસિધ્ધ કરીને, વેચે પાણીને મુલ;
ખરાને ખોટ ખમાયો ( ૨ ) રે. જમાનો. ૩[illegible]

પાખંડ પ્રપંચ વૃધ્ધી પામ્યા, ચોરી ચાડી જુઠ જાર ( ૨ )
સત્ય સરી પાતાળે પેઠું, જામીચો છે જુગાર
હવે શું દેવને ભાવ્યો ( ૨ ) રે. જમાનો. ૩૮
બેશી ગયાં ડાચાં બુડીયાનાં, શ્વેત થયા શીર કેશ ( ૨ )
તોય રહ્યો વળગી વ્યભિચારે, મુખ પર ચોપડી મેંશ
કામી કામથી ન ધરાયો ( ૨ ) રે. જમાનો. ૩૯
કર્જે નાણું કાઢવા જાતાં, પુત્ર બને છે બાપ; ( ૨ )
દેવા પડે જ્યારે દામજ ત્યારે, બની બેસે છે બાપ
ભુંડે ભારબોજ ગુમાવ્યો ( ૨ ) રે. જમાનો. ૪૦
ચોર હતા તે શાહ બન્યા ને, શાહ બિચારા ચોર, ( ૨ )
વા'રજ તેની ધાડજ આવી, કયાં કરવો જઇ સોર
ખરે ખેતને બીજ ખવાયો ( ૨ ) રે. જમાનો. ૪૧
બાવે તો વળી બે સ્ત્રી રાખી, ચેલે રાખી ચાર ( ૨ )
નાખ્યા તો ખોળતાંજ ફરે છે, ચોળી મફતની રાખ
લંગોટે ભેખ લજાયો ( ૨ ) રે. જમાનો. ૪૨
કોઇ જમાત લઇ રખડે છે, રાખી રાજેશ્વરી ઠાઠ; ( ૨ )
સિધ્ધને સાધક બેસ બનીને, વાળ્યો ગામે ગામ ડાટ;
મલીદા માલ ઉડાયો ( ૨ ) રે. જમાનો. ૪૩
પાળી પોષી મોટા કીધા પુત્રો, ઝાઝાં લડાવી લાડ ( ૨ )
ઘડપણે લાકડી લઇ ઉઠે, ભાંગે પિતાના હાડ
જ્યો નવ જાય વળાવ્યો ( ૨ ) રે. જમાનો. ૪૪
ી ગયો કસ ભુગોળમાંથી, ઘટ્યો સંબંધીનો સ્નેહ ( ૨ )
ઘટયો ઘતમાંથી ખરેખર, ઉતરે આછા મેહ;
ી દોસ્ત મરાયો ( ૨ ) રે. જમાનો. ૪૫

પુરૂષમાંથી ઘટયું પુરૂષાતન, જામ્યું ત્રિયાનું રાજ; (૨)
બાઇ બિલાડી ને ભાઇજ ઊંદર એવું બન્યું છે આજ
બુરાં બાળલગ્ન ભરાયો (૨) રે                    જમાનો૦ ૪૫
નાટક સરકસ ને સીનેમાના, ખેલ વધ્યા વીસવીસ (૨)
વિતહરી વસુધાપરથી હા, સઉને ભીખારી કીધ
ખરો કુછંદ લગાડયો (૨) રે                    જમાનો૦ ૪૬
ભારત ભાગવત કે રામાયણ, રૂડી રીતે વંચાય (૨)
ત્યાં જઇ સાંભળતાં ઉંઘ આવે, ગામ ગપાટા માંય
સારી રાત જાય જગાયો (૨) રે.                    જમાનો૦ ૪૭
કૃષ્ણ કૃપાએ હાલ કૃષીમાં, પાકે પાક અપાર (૨)
તોપણ લોકની દાનત બુરી, ના સુધરીજ લગાર
ભલા ભુંડા કો ન જણાયો (૨) રે.                    જમાનો ૪૮
ભાગ્ય ભલાંકે ભારત માંહી; પાકે અફીણ કપાસ (૨)
ત્રીજી તમાકુએ રંગ રાખ્યો; નહિ તો થાત નિરાશ
તથાપી ના સમજાયો (૨) રે                    જમાને
ચેતો ચેતો ચિત્તમાં નર નારી; બાજી હજી છે હાથ (૨)
દેશની દોલત દેશમાં રે'વા મારો કુછંદને લાત
કરો ઊંન્નતિના ઉપાયો (૨) રે                    જમાં
શું સ કથું કથવાનું ઘણું છે; કે'તાં નાવે પાર (૨)
અંબા માતાની સા'ય થકી આ, ટુંકામાં ટાંકયો સાર
લેજો સમજી એ'ન ભાયો (૨) રે                    જ
વૃક્ષનું મુળ ખવાયજ ખાવે; તો તે રહેશું ટટાર (૨)
તેમ કુછંદનો મોહ તજયો નથી; ત્યાં લગી થાશો ખુવાર
દાસે સત્ય ગાઇ બતાયો (૨) રે.                    જ: